બ્રહ્મર્ષિકૃત ગ્રંથમાળા.

ૐ

॥ श्री सनातन वेदधर्म्मो विजयतेतमाम् ॥

# દ્વિજસ્ત્રી નિત્યકર્મ.

सा होवाच मैत्रेयी येनाहं नामृतास्यां किमहंतेन
कुर्यां यदेव भगवान्वेद तदेव मे विब्रूहीति ॥ बृ.४-५-४.

મોક્ષની ઇચ્છાવાળી મૈત્રેયી યાજ્ઞવલ્ક્યને કહેવા લાગી, હે નાથ! જેથી મ્હારો મોક્ષ ન થાય તેવા સાધનોને હું શું કરૂં જે મોક્ષનું સાધન આપ જાણતા હો તેજ મ્હને સમજાવો (બૃહદારણ્યક)

કર્ત્તા અને પ્રકાશક.

શ્રી સદ્‌ગુરૂદેવ બ્રહ્મર્ષિ.

શ્રી હરેરામ શર્મા.

સારંગપુર–તળીયાની પોળ–અમદાવાદ.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ
છાપી પાડીઆ—અમદાવાદ.

મોંઘવારીના માત્ર બે આના.

### શ્રી સનાતન વૈદિક વર્ણાશ્રમ ધર્મોદ્ધારકમંડલ તરફથી

# પ્રસિદ્ધ પત્રિકા

આ ભારતમાં રહેનાર વેદવિહિત કર્મ ધર્મથી ભ્રષ્ટ થયેલા એવા દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્યો, કૂર્મક્ષત્રિયો, (પાટીદારો) ગરાશીયા, લવાણા, ભાટીઆ વગેરે અનેક અધિકારી મનુષ્યોના વેદોક્ત સંસ્કાર ઘણા દીર્ઘ કાળથી પરકીય રાજ્ય ભયના દબાણરૂપ આપત્તિથી નષ્ટ થયેલા છે અને તેજ કારણથી ચાલુ દુષ્કાળો તથા અનેક રોગોનાં સંકટો સહન કરવાં પડે છે. માટે પ્રત્યેક વર્ગના મનુષ્યના વેદોક્ત ધર્મ અને નિત્યકર્મ તથા નષ્ટ થયેલા સંસ્કારો અમારા તરફથી કરાવવામાં આવશે અને તેમાં હાલના પંડિતો તરફથી અધિકાર નથી તેવું ખોટું કહેવામાં આવે છે તેનો સશાસ્ત્ર નિર્ણય અમારા તરફથી કરવામાં આવશે.

જેને ઈશ્વર તથા વેદપર સંપૂર્ણ પ્રેમ હોય તેવા અધિકારીજને વેદમંત્ર સંસ્કારથી જનોઈ પ્હેરી પરમાત્માને પામવા સાધન પરાયણ થઈ માનવ દેહ સફલ કરવો હોય તેણે સપ્રેમ સત્વર જરૂર અમોને આમંત્રણ કરવું.

કાર્યવાહકો.
ગિરિજાશંકર કાશીનાથ અગ્નિહોત્રી
કેશરભાઈ ગોપાળભાઈ ત્રિવેદી.
બાળમુકુન્દ વૈકુંઠરાય પંડિત.

સંચાલક
સદ્ગુરૂદેવ બ્રહ્મર્ષિ,
**શ્રી હરેરામ શર્મા.**
ઠે. સારંગપુર—તળીઆની પોળ
અમદાવાદ.

# સુચના.

૧ આપણા ભારતવાસીદ્વિજોએ (બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, ) પોતાની સ્ત્રીઓને અત્યારસુધિ અંધકારમાં ડુબાવી તેટલુંજ નહિ, પરંતુ તેમનું આલોક અને પરલોક, ઉભયથી ભ્રષ્ટ બનાવી કેવળ વિષયમાં લોલુબ્ધ થઇ પોતાને અને સ્ત્રી વર્ગને અધોગતિમાં પોચાડનાર થયા છે.

૨ લગ્નપ્રસંગે સ્ત્રી સાથે ધર્મ, અર્થ, કામ, એ ત્રણ સાધ્ય કરવા મોટી પ્રતિજ્ઞાથી સ્ત્રીપુરૂષો પરસ્પર કન્યાના પિતા દ્વારા પોતે બંધાય છે. હવે તેમાંથી મુક્ત થવા પ્રથમ પગથીયું ધર્મ છે. ધર્મ એટલે વેદશાસ્ત્રોએ ( શ્રુતિ સ્મૃતિએ ) કહેલું કર્મ કરવું અને તેથી વિપરિત કર્મનો ત્યાગ કરવો. વિહિત કર્મ યથાર્થ શાસ્ત્રાનુસાર થઇ શકવાને સારું આ એક અપૂર્વ દ્વિજ સ્ત્રિયોને માટે નિત્ય કર્મનો ગ્રંથ બહાર પાડયો છે. તેનો અનાદર ન કરતાં હે બ્હેનો હે ભારતવર્ષની દેવીઓ ! સહૃદય પ્રીતિપૂર્વક ઉપયોગ કરશો.

૩ સૌભાગ્યવંતી સ્ત્રીઓને માટે ઉપર ત્રણ પ્રતિજ્ઞા ધર્મ અર્થ કામ, બતાવી ગયા પરંતુ ચોથે મોક્ષ એ અધ્યાહાર રહ્યા. તો મોક્ષ એ ઇચ્છા સર્વ પ્રાણી માત્રને હોય છે. એટલુંજ નહિ.

" यदि योन्याः प्रमुच्येहं तत्प्रपद्ये महेश्वरं "

હે પરમેશ્વર ! જો હું આ માતાના ગર્ભાશયથી છુટું તો પરમાત્માને પ્રાપ્ત કરીશ એવી દૃઢ અને સત્ય પ્રતિજ્ઞાની કબુલાત ગર્ભમાંજ આપી માનવ, જન્મે છે. ત્યારે સ્ત્રીઓને આ જગતના બંધનથી મુક્ત થવા મુખ્ય સાધન પતિની સેવા, પોતાનું કર્તવ્ય કર્મ, અને બ્રહ્મચર્ય છે. તે પ્રમાણે કર્ત્તવ્યપરાયણ થવાથી ચારે પુરુષાર્થ સાધી શકાય છે.

૪ હાલમાં મતમતાંતર તથા અનેક ધર્મોના વાડાવાળાઓ તથા કલ્પિત વેશધારીઓ અને પાખંડી ભગતડાઓ પોતાના સ્વાર્થ માટે અજ્ઞાની સ્ત્રી વર્ગને ફસાવી પોતાનો સ્વાર્થ સાધે છે. માટે તેમનાથી કોઇ રીતે ન ફસાતાં જે યોગ્ય અને સદાચારી તપ વિદ્યાયુક્ત બ્રાહ્મણ સદગુરુ હોય તેમના આશ્રય તળે રહિ અગર પતિ એજ ગુરુ માની પોતે આ સંસાર રુપ જે મહાભય તેથી મુક્ત થવા યથાર્થ કર્મરુપ આશ્રય તળે રહિ, ચતુર્થ સાધન જે મોક્ષ તેને આત્મજ્ઞાન રુપ બ્રહ્મવિદ્યાના બળવડે આ ભ્રાંતિરુપ ભવાબ્ધિથી તરિને પામી શકાય. શાંતિઃ ૩ યજ્ઞો પવિત નહિ દીધેલા દ્વિજ કુમારોને તથા સંસ્કાર વિનાના વ્રાત્યબ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યોયે પણ આ ગ્રંથ પ્રમાણે નિત્ય કર્મ કરવું.

૫ આ ગ્રંથ પ્રાચીન વેદ ધર્મના રહસ્યનો ગંભીર વિચાર કરી સપ્રમાણ લખવામાં આવ્યો છે. કપોલકલ્પિત હશે તેવું ભ્રાંતિથી પણ ન સમજવું. આ કર્મ કરતાં કોઇ

સમય વિલંબ થાયતો દોષ નથિ. “ અમુક ” શબ્દથી જ્યાં જેવું બોલવું ઘટે તે સમઝી લેવું. કર્મ કરતાં રજસ્વલાનો પ્રસંગ બનેથી કર્મ અપૂર્ણું રહે તેનો દોષ નથિ. સ્નાન કરિ પાંચમે દિવસેથી પ્રથમની પેઠે પુનઃ કરવાં, પ્રસુતામાં પણ ૨૦ દિવસે શુદ્ધ થયેથી કરવાં, ભ્રાંન્તીથી માનેલા વેદ માર્ગથી ભ્રષ્ટ ગુરુને તથા તેમની કલ્પિત વાતોનો સત્વર ત્યાગ કરિ દેવો. સમય પ્રતિકુલ હોયતો સર્વ કર્મ ઉભે ઉભે પણ થઈ શકે છે. મહા પીડા કે સંકટમાં માનસીક પણ કર્મ કરિ શકાય છે. અથવા હૃદયથી અખંડ જપ ને ધ્યાન કરે તો સંકટમાં કર્મ ન કરવાના દોષથી મુક્ત રહે છે.



# દ્વિજ સ્ત્રીયોનું નિત્યકર્મ.

## પ્રાતઃ સ્મરણ.

ઓમ સત્યં જ્ઞાન મનંતંયન્નિષ્કલં નિષ્ક્રિયં પરં ॥
અદ્વિતીયં નિર્વિશેષં બ્રહ્મતત્સમુપાસ્મહે ॥ ૧ ॥
ઓમ યો દેવોઅનૌ યોપ્સુ યો વિશ્વંભુવનમા વિવેશ ॥
ય ઓષધીષુ યો વનસ્પતિષુ તસ્મૈ દેવાય નમો નમઃ ॥૨॥
ઓમ યો દેવાનાં પ્રભવશ્ચોદ્‌ભવશ્ચ વિશ્વાધિ પોરૂદ્રોમહર્ષિઃ ॥
હિરણ્યગર્ભં જનયામાસ પૂર્વંસનો બુદ્ધ્યા શુભયાસંયુનકતુ ॥૩॥

સૂર્યોદય થતા પેહેલાં બ્રાહ્મ મૂહુર્તે ઉઠી જળથી મુખ શુદ્ધિ કરિ ઠંડુ પવિત્ર જળપાન કરિ ઉપરોક્ત પ્રાતઃસ્મરણ કરવું. પછી યથાયોગ્ય સમયસૂચક નિર્ણિત સ્થલે મલમૂત્રાદિક ત્યાગ કરિ મૃત્તિકા અને જળથી હસ્ત પાદાદિક અંગને પરંશુદ્ધ કરિ, કાંટાવાળા અથવા દુધવાળા વૃક્ષના કાષ્ટનું વા, મૃત્તિકા, વા ભસ્મ, વનસ્પતિ, ચુર્ણ, વા જળથી સમયસૂચક દંત ધાવન કરિ યથા યોગ્ય પવિત્ર જલથી સ્નાન-કરવું. ધીરેસ્વરથી ઓંમ વરૂણાય નમો નમઃ। હરહરમહા-

૧ સૌભાગ્યવંતી બ્હેનોએ સમયસુચક કેશ અને વેણી શુદ્ધિ સ્નાન પ્રથમ અથવા અનુકુલ સમયે કરવાં. નિત્ય કે વારંવાર મસ્તક પલાળી સ્નાન કરવું નહિ. મલિન કે કોઇ નિમિત્ત સ્નાન હોય તોજ કરવું.

દેવહર । એ પ્રમાણે બોલી સ્નાન કરિ ધોયેલાં વસ્ત્ર અને ઉપવસ્ત્ર ધારણકરિ દર્ભના, ઘાસના, વસ્ત્રના કોઈપણ આસનપર પૂર્વ અથવા ઉત્તરાભિ મુખે શાંન્તચિત્તે બેસી સદ્‌ગુરુએ જે પ્રણવ યુક્ત પંચાક્ષરી વૈદિક બ્રહ્મમંત્રોપદેશ કર્યો હોય તે મંત્રવડે સંધ્યા, અને દર્શિત વિધિ પ્રમાણે ષટકર્માદિક કરવાં. અને સર્વ નિત્યકર્મનું સાહિત્ય તૈયાર કરિ પછી બેસવું.

## પ્રાતઃ સંધ્યા. ૨.

છુટા કેશની વેણી બાંધી. કે શિખા ગ્રંથી વાળવી, વિધવાએ માત્ર મસ્તકે સ્પર્શ કરવો. શુદ્ધ સફેત પવિત્ર કાષ્ટ કે અડાયાં છાંણાંની બનેલી કે અગ્નિ હોમ કરતા બ્રાહ્મણના ઘરની કે પોતાનાજ હોમની ભસ્મ ધારણ કરવી. ડાબા હાથમાં લેઇ જળથી પલાળી બે હાથે ઘસી સૂર્યને ઉંચા હાથે ઉપસ્થાન પેઠે દેખાડી લલાટમાં ઉલટા સુલટી બે હાથ વડે ત્રણ રેખા કરવી તથા બે હાથના મુળમાં, હૃદયમાં, કંઠ, નાભી, પ્રષ્ટે, કુક્ષી, બે સાથળો, બે પીંડીઓમાં ભસ્મ કરિ હસ્ત ભૂમીપર ધોવા. પવિત્ર ભવ્ય કુંકુમનો સૌભાગ્ય વંતીઓએ ચાંલ્લો કરવો.

નાના કે મોટા રુદ્રાક્ષના દાંણા ૩૬ કે ૩૨ કંઠમાંજ સદા, દેહ અગ્નિમાં ભસ્મ રૂપ થાય ત્યાં સુધિ જરૂર રાખવા, ને ૧૦૮ મણકાની માળા જપની તે હૃદય કે નાભિ સુધીની લાંબી કંઠે પુજા વખતે ધારણ કરવી.

બોરનાં બીયાં કે નેતરનાં ના હોય તે માટે ચોકસ જરૂર ધ્યાન આપવું.

**આચમન**—જમણા હાથની હથેળીથી જળ ત્રણ-વાર પીવું અને જળવાળો હાથ બે વાર મુખે ફેરવવો અને મુખ, નાક, આંખો, કાન, નાભિ, હૃદય, શિર, બાહુ, એટલાં અંગને જળવાળા હાથે સ્પર્શ કરવો.

**પ્રાણાયામ**—ડાબા નાકના છીદ્રથી શક્તિ પ્રમાણે વાયુ ખેંચવો, અને અકળાવાય નહિ ત્યાં સુધિ બેઉ છીદ્ર બંધ કરિ રોકવો, પછી ધિરે ધિરે જમણા નાકના છિદ્રથી છોડવો.

**સંકલ્પ**—ઓંમ પ્રાતઃ સંધ્યોપાસનમહં કરિષ્યે ।

**માર્જન**—ડાબા હાથમાં જળ રાખી જમણે હાથે સ્વદેહે સર્વત્ર છાંટવું.

**અંબુપ્રાશન**—આચમન પેઠે એકવાર જળ પીવું.

**અઘમર્ષણ**—જમણા હાથમાં જળ લેઇ સુંઘી નીચે ભૂમીપર ફેંકી દેવું.

**અર્ઘ્યદાન**—બે હાથની અંજલીથી જલ સૂર્યને ત્રણ વાર આપવું.

**ઉપસ્થાન**—ઉંચા હાથ કરી ૧૨ વાર હૃદયમાં મંત્ર જપવો.

**જપ અને ધ્યાન**—એક ચિત્તે આંખો મુખ બંધ કરી આસનવાળી કરવું.

અભિવાદન—ભો અભિવાદ યે ઓમ તત્સત્બ્રહ્મા-પંણુ મસ્તુ.

## પ્રાત હોંમ.

આચમ્ય પ્રાણુાયમ્ય—સંકલ્પ-ઓમ પ્રાતહોંમં ક-રિષ્યે ।। માટીની ઓટલી પર વા પાત્રમાં અગ્નિ પ્રજ્વલીત કરિ પુજન કરવું ઓમ અગ્નયેનમોનમઃ ચંદનં પુષ્પંસમર્પં-યામિ ! ઓમ અગ્નયે નમોનમઃ નૈવેદ્યં સમર્પંયામિ, આચ-મની કે સ્રુવાથી ઘીની પાંચ આહુતિ આપવી । ઓમ પ્રા-ણાય સ્વાહા । ઓમ અપાનાય સ્વાહાં । ઓમ વ્યાનાય સ્વાહા । ઓમ ઉદાનાય સ્વાહા । ઓમ સમાનાય સ્વાહા ।

અગ્નિના ચારે તરફ જલધારા કરવી. ઘીવાળા ચોખાથી આહુતિ આપવી ઓમ સૂર્યાય સ્વાહા । ઓમ પ્રજા પતયે સ્વાહા । પ્રાંર્થના–ઓમ સુગન્નુ પંથાં પ્રદિશન્નુએહિ જ્યો-તિષ મધ્યેહ્યજ રન્ન આયુઃ ।

અપૈતુ મૃત્યુ રમૃતંતુ આગાદ વૈવસ્વતોનો અભયં કૃ-ણોતુ ।। હોમની લલાટે ભસ્મ ધારણુ કરિ । ઓમ તત્સત્ બ્રહ્માર્પંણુ મસ્તુ ।

સદ્ગુરુદેવ, માતાપિતાદિક વૃદ્ધો અને પતિને પગે લાગવું ।। કાચા ચોખા અથવા જવ પવિત્ર હોમ માટે પાસે રાખી મુકવા દીવાસલીની પેટી, ઘી, ધુપ, ભસ્મ, કામળી,

પંચીયું, પવાલું દોરીલોટો, માળા વગેરે પુજા સાહિત્ય મુસાફરીમાં જરુર રાખવું પ્રમાદિન થવું.

(૧) હોમ કર્મ પૂર્ણ થયા પછી પોતાના આત્માના ઉદ્ધાર માટે જે અનુકુલતા હોય ને વિશેષ કર્મની ઇચ્છા હોય તો ગુરુમંત્રથી ૧૦૮ અથવા (૧૦૦૮) એટલી આહુતિ અગ્નિમાં વધારે હોમવી.

## મધ્યાન્હ સંધ્યા ॥ ૪ ॥

શિખાબંધન, ભસ્મ, રૂદ્રાક્ષધારણુ, આચમન, પ્રાણુાયાણુ, સંકલ્પ, ઓમ મધ્યાન્હ સંધ્યો પાસન મહંકરિષ્યે । માર્જન, અંબુપ્રાશન, અઘમર્ષણુ, સૂર્યને અર્ધ્યપ્રદાન, ઉપસ્થાન, જપધ્યાન, અભિવાદન, ઓમ તત્સદ્બ્રહ્માર્પણુમસ્તુ । અ૦ સૌ. બ્હેનોએ પોતાના પતિનું પવિત્ર જળથી ચરણોદક તીર્થનું પાન કરવું. સુગંધીત ચંદન પુષ્પોથી પુજન નૈવેદ્ય પ્રદક્ષિણા અને પગમાં મસ્તક મુકી નમસ્કાર વગેરે કરવું । સદ્‌ગુરુદેવપુજન પણુ યથાયોગ્ય કરવું, માતા પિતાદિક વૃદ્ધોને યથાયોગ્ય પગે લાગવું.

## બ્રહ્મયજ્ઞ.

આચમન, પ્રાણુાયામ, સંકલ્પ, ઓમ બ્રહ્મયજ્ઞ મહંકરિષ્યે । વેદશાસ્ત્રનો યથાયોગ્ય ઉપદેશ અને આત્મજ્ઞાન જેમાં હોય

---

× મધ્યાન્હ સંધ્યાનુકર્મ પ્રાતઃ સંધ્યા પેઠેજ સમજવું કે વલ સંકલ્પમાં ઉપર લખ્યા પ્રમાણે ફેરવવું—

તેવા ઉપદેશનું શ્રવણ, પઠન, મનન, અને નિદધ્યાસ કરવો અને બ્રહ્મર્ષિ ગીતાનો પાઠ કરશો! ઓમ તચ્છદ બ્રહ્માર્પણ મસ્તુ.

## તર્પણ.

આચમન, પ્રાણાયામ, સંકલ્પ—ઓંમ દેવ ઋષિ પિત તર્પણ મહં-કરિષ્યે । "દેવ તર્પણ"—ઓંમ બ્રહ્મા-તૃપ્યતામ્ । ૧ । ઓંમ વિષ્ણુ સ્તૃપ્યતામ્ । ૧ । ઓંમ રૂદ્ર સ્તૃપ્યતામ્ । ૧ । ઓંમ પ્રજાપતિ સ્તૃપ્યતામ્ । ૧ । ઓંમ દેવા સ્તૃપ્યન્તામ્ । ૧ । ઓંમ છન્દાંસિ તૃપ્યન્તામ્ । ૧ । ઓંમ વેદા સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ ઋષય સ્તૃપ્ય-ન્તામ્ ૧ । ઓંમ પુરાણાચાર્યો સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ ગંધર્વો સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ ઇતરાચાર્યો સ્તૃપ્યન્તામ્ ઓંમ સંવત્સરઃ સાવયવ સ્તૃપ્યતામ્ ૧ । ઓંમ દેવ્ય સ્તૃ-પ્યન્તામ્ ૧ । ઓંમ અપ્સરસ સ્તૃપ્યન્તામ્ । ઓંમ દેવાનુ-ગા સ્તૃપ્યન્તામ્ । ઓંમ નાગા સ્તૃપ્યન્તામ્ । ઓંમ સાગરા સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ પર્વતા સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ સરિત સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ મનુષ્યા સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ યક્ષા સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ રક્ષાંસિ તૃપ્યન્તામ્ ૧ । ઓંમ પિશાચા સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ સુપર્ણો સ્તૃપ્ય-ન્તામ્ ૧ । ઓંમ ભૂતાનિ તૃપ્યન્તામ્ ૧ । ઓંમ પશવ સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ વનસ્પતય સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ

ઔષધય સ્તૃપ્યન્તામ્ ૧ । ઓંમ ભૂતગ્રામશ્ચતુર્વિંધ સ્તૃપ્ય-તાંમ્ ૧ ॥૨૯॥ "ઋષિ તર્પણ" ઓંમ સનક સ્તૃપ્યતામ્ ૨ । ઓંમ સનન્દન સ્તૃપ્યતામ્ ૨ । ઓંમ સનાતન સ્તૃપ્યતામ્ ૨ । ઓંમ કપિલ સ્તૃપ્યતામ્ ૨ । ઓંમ આસુરી સ્તૃપ્ય-તામ્ ૨ । ઓંમ વોઢુ સ્તૃપ્યતામ્ ૨ । ઓંમ પઞ્ચશિખ-સ્તૃપ્યતામ્ ૨ ॥ ૭ ॥

પિતૃ તર્પણ—ઓંમ કવ્ય વાડનલ સ્તૃપ્યતામ્ ૩ । ઓંમ સોમ સ્તૃપ્યતામ્ ૩ । ઓંમ યમ સ્તૃપ્યતામ્ ૩ । ઓંમ આર્યમા તૃપ્યતામ્ ૩ । ઓંમ અગ્નિષ્વાત્તાઃ—પિતર સ્તૃ-પ્યન્તામ્ ૩ । ઓંમ સોમપાઃ પિતર સ્તૃપ્યન્તામ્ ૩ । ઓંમ બર્હિંષદઃ પિતર સ્તૃપ્યન્તામ્ ૩ ॥ ૭ ॥

ઓંમ યમાયનમઃ ૩ । ઓમ ધર્મરાજાય નમઃ ૩ । ઓંમ મૃત્ય વે નમઃ ૩ । ઓંમ અન્તકાય નમઃ ૩ । ઓંમ વૈવસ્વતાય નમઃ ૩ । ઓંમ કાલાય નમઃ ૩ । ઓંમ સર્વ ભૂતક્ષ-યાય નમઃ ૩ । ઓંમ ઔદુમ્બરાય નમઃ ૩ । ઓંમ દધ્નાય નમઃ ૩ । ઓમ નીલાય નમઃ ૩ । ઓમ પરમેષ્ઠિને નમઃ ૩ । ઓંમ વૃકોદરાય નમઃ ૩ । ઓંમ ચિત્રાય નમઃ ૩ । ઓંમ ચિત્રગુપ્તાય નમઃ ૩ ॥ ૧૪ ॥ સર્વે ॥ ૫૭ ॥

ઓંમ દેવતાભ્યશ્ચ પિતૃભ્યશ્ચ મહાયોગિભ્યએ વચ ।
*નમઃસ્વાહાયૈ સ્વધાયૈ નિત્ય મેવ નમો નમઃ ॥ ૧ ॥

---

* અં. સૌ. બ્હેનોએ અહિંસુધિજ તર્પણ કરવું.

અમુક ગોત્રસ્ય અસ્મત્પતિ અમુકશર્મા વસુરૂપઃ । તૃ-પ્યતામ ૩ । અમુક ગોત્રસ્ય અસ્મત્શ્વસુરઃ અમુક શર્મા સ-પત્નિકઃ રૂદ્રરૂપઃ । તૃપ્યતામ્ ૩ । અમુક ગોત્રસ્ય અસ્મત્વૃ-દ્ધશ્વસુરઃ અમુક શર્મા સપત્નિકઃઆદિત્યરૂપઃ । તૃપ્પતામ્ ૩ ।

અમુક ગોત્રસ્ય અસ્મત્પિતા અમુકશર્મા સપત્નિકઃ વસૂરુપઃ । તૃપ્યતામ્ ૩ । અમુક ગોત્રસ્ય અસ્મતપિતા-મહઅમુક શર્મા સપત્નિકઃ રૂદ્રરૂપઃ । તૃપ્યતામ્ ૩ । અમુક ગોત્રસ્ય અસ્મત્પ્રપિતામહ અમુકશર્મા સપત્નિકઃ આદિત્યરૂપઃ તૃપ્યતામ્ ૩ ।

અમુકગોત્રસ્ય અસ્મન્માતામહ અમુકશર્મા સપત્નિકઃ વસૂરૂપઃ । તૃપ્યતામ્ ૩ । અમુકગોત્રસ્ય અસ્મન્પ્રમાતામહ સપત્નિકઃ રુદ્રરુપઃ । તૃપ્યતામ્ ૩ । અમુકગોત્રસ્ય અસ્મન્વૃદ્ધ પ્રમાતામહ સપત્નિકઃ આદિત્યરૂપઃ । તૃપ્યતામ્ ૩ ।

અમુક ગોત્રસ્ય અસ્મત્સુતઃ અમુકશર્મા વસૂરૂપઃ । તૃપ્યતામ ૩ । અમુક ગોત્રસ્યઅસ્મત્પુત્રિ અમુક દેવી સાપત્ય વસુરુપા ।

---

* બ્રાહ્મણીએ શર્મા, ક્ષત્રિની સ્ત્રીએ વર્મા, વૈસ્યસ્ત્રીએ ગુપ્તા કહેવું.

દેવતર્પણ—આંગળીઓના અગ્રભાગે અને દર્ભ પણ અગ્ર ભાગ રાખી એક અંજલીથી કરવું.

ઋષિતર્પણ—આંગળીઓના વચલાભાગમાં અને દર્ભ આડાકરિ બે અં-જલીથી કરવું.

પિતૃતર્પણ—અંગુઠાના અગ્રભાગે અને દર્ભનાં મૂળ પણ ત્યાં રાખી ત્રણ અંજલીથી કરવું.

તૃપ્યતામ ૩। અમુક ગોત્રસ્ય અસ્મત્પિતૃવ્યઃ અમુક શર્મા સપત્નિકઃ સપુત્રકઃ વસૂરુપઃ। તૃપ્યતામ્ ૩। અમુક ગોત્રસ્ય અસ્મત્સાપત્નમાતા અમુકદેવી સાપત્ય વસૂરુપા। તૃપ્યતા-મ્ ૩। અમુકગોત્રસ્ય અસ્મન્માતુલઃ સપત્નિકઃ સપુત્રકઃ વસુરુપઃ। તૃપ્યતામ્ ૩। અમુકગોત્રસ્ય આસ્મન્ભ્રાતા અમુક-શર્મા સપત્નિકઃ સપુત્રકઃ વસૂરુપઃ। તૃપ્યતામ્ ૩। અમુક-ગોત્રસ્ય અસ્મત્પિતૃસ્વસા અમુકદેવી સાપત્ય વસૂરુપા। તૃ-પ્યતામ્ ૩। અમુકગોત્રસ્ય અસ્મન્માતૃ સ્વસા અમુકદેવી સાપત્ય વસૂરુપા । તૃપ્યતામ્ ૩ । અમુકગોત્રસ્ય અસ્મદ આત્મ ભગિની અમુકદેવી સાપત્ય વસૂરુપા। તૃપ્યતામ ૩। અમુકગોત્રસ્ય અસ્મત્સદ્‌ગુરુદેવ અમુકશર્મા સપત્નિકઃ સપુત્રકઃ વસૂરુપઃ। તૃપ્યતામ્ ૩ ॥

આચમન કરિ જળમધ્યે ષટકોણ કરિ તેમાં બ્રહ્માદિ દેવનું ચંદન પુષ્પથી પુજન કરવું। ઓમ બ્રહ્મણે નમઃ। ઓમ વિષ્ણવેનમઃ ઓમ રુદ્રાયનમઃ। ઓમ સવિત્રે નમઃ ઓમ મિત્રાયનમઃ। ઓમ વરુણાયનમઃ। ચંદનં પુષ્પં સમર્પયામિ ॥ ઓમ તચ્છદ્ બ્રહ્માર્પણમસ્તુ।

## વૈશ્વદેવ.

આચમન, પ્રાણાયામ, સંકલ્પ ઓમ પઞ્ચ મહાયજ્ઞે રહંયક્ષે। પાત્રેવા વેદી પર અગ્નિ સ્થાપન પ્રજ્વલન કરિ હોમ કરવો ઓમ બ્રહ્મણે સ્વાહા ઇદં બ્રહ્મણે નમમ। ઓમ

પ્રજા પતયે સ્વાહા ઇદં પ્રજા પતયે નમમ । ઓમ ગૃહ્યાભ્યઃ સ્વાહા ઇદં ગૃહ્યાભ્યો નમમ । ઓમ કશ્યપાય સ્વાહા ઇદં કશ્યપાય નમમ । ઓમ અનુમતયે સ્વાહા ઇદં અનુમતયે નમમ ॥ ૫ ॥

## ભુમિપર ચોખંડુ મંડલ કરિ બલી મુકવા

ઓમ ધાત્રે નમઃ ઇદં ધાત્રે નમમ । ઓંમ વિધાત્રે નમઃ ઇદં વિધાત્રે નમમ । ચારે દિશામાં ઓંમ વાયવે નમઃ ઇદં વાયવે નમમ ૪ । ઓમ પ્રાચ્યૈ દિશે નમઃ ઇદં પ્રાચ્યૈ નમમ ઓમ દક્ષિણાયૈ દિશે નમઃ ઇદં દક્ષિણાયૈ નમમ । ઓમ પ્રતીચ્યૈ દિશે નમઃ ઇદંપ્રતિચ્યૈ નમમ । ઓમ ઉદીચ્યૈ દિશે નમઃ ઇદ મુદીચ્યૈ નમમ । ઓમ બ્રહ્મણેનમઃ ઇદં બ્રહ્મણે નમમ । ઓમ અન્ત રિક્ષાયનમઃ ઇદં મન્ત રિક્ષાય નમમ । ઓંમ સૂર્યાયનમઃ ઇદં સૂર્યાય નમમ । ઓમ વિશ્વેભ્યો દેભ્યો નમઃ ઇદં વિશ્વેભ્યો દેવેભ્યો નમમ । ઓમં વિશ્વેભ્યો ભૂતેભ્યો નમઃ ઇદં વિશ્વેભ્યો ભૂતેભ્યો નમમ । ઓમ ઉષસેનમઃ ઇદં ઉષસે નમમ । ઓમ ભૂતાનાં પતયે નમઃ ઇદં ભૂતાનાં પતયે નમમ પછી પાત્રમાં વધેલા અન્નથી છેલ્લો બલી ઓમ પિતૃભ્યઃ સ્વધા નમઃ ઇદં પિતૃભ્યો નમમ ।

પછી પાત્ર ધોયેલું જળ મંડલના વાયવ્ય કોણામાં ઓમ યક્ષ્મૈત-તે નિર્ણેજનમ્ ઇદં યક્ષ્મણે નમમ બોલિ નાંખવું । પછી સ્થાનથી બહાર કાગડાને. કુતરાને, વગેરેને

બલીદાન મુકવાં હાથપગ મુખ ધોઇ મનુષ્યયજ્ઞાર્થે અતિથીની રાહ જોવી સુપાત્ર બ્રાહ્મણ આવે તો તેમને સપ્રેમ સાદરથી સ્વાગત કરિ તેમના સ્વહસ્તે પગ ધોઇ ચંદન પુષ્પથી પુજા કરિ યથાયોગ્ય અન્ન પીરસી ઓમ હન્તતેન્નમિદં મનુષ્યાય નમઃ । એ પ્રમાણે ઉત્તર મુખકરી સંકલ્પ મૂકી જમાડવું અતિથિન હોય તો ૧૬ વા ૪, ગ્રાસ અન્ન પ્રથમથી કોઇ પાત્રમાં રાખવું હરકોઇ બ્રાહ્મણને આપી દેવું તે પણ નાહોયતો ગમે તેને આપવું । અતિથિ બહાર ગામથી આવેલ ચાલવાથી શ્રમીત થયેલા સાયં કે મધ્યાન્હે આવેલા હોય તેને અતિથિ કહે છે અને વળી જે બ્રાહ્મણ વેદાભ્યાસી અને વ્રતશીલ છે તે નિત્ય સદા સર્વદા અપૂર્વ એટલે નિત્ય નવો અતિથિજ ગણાય છે. ।

સંન્યાસી બ્રહ્મચારી. વિદ્યાર્થી, ગુરુપોષક, પ્રવાસી, ક્ષિણ વૃત્તિ, આ છ જણ ભિક્ષુક કહેવાય છે. જો વૈશ્વદેવનો વિલંબ હોય તો આ છમાંથી કોઇ આવે તો વૈશ્વદેવનું અન્ન કાઢી લેઇ પછી કરવો પણ આમને ભીક્ષા આપી ઝટ વિદાય કરવા, નહિતો ખાલી પાછા જાય તો મહા પાપ લાગે છે. ભીક્ષામાં પ્રથમ જલ, પછી, ભીક્ષા ને પાછું જલ તે વિધિથી આપવાથી ભીક્ષાને જલ અનંત ઘણું પુણ્ય ફલ-

---

ક્ષત્રિ, વૈશ્યને ત્યાં બ્રાહ્મણ અતીથી હોય તેનો યથાયોગ્ય પવીત્ર અન્નોથી સત્કાર કરવો,

દાતા થાય છે. વૈશ્વદેવ કર્યા વિના જો જમે તો પણ મહા પાપ લાગે છે। એ પ્રમાણે અતિથિ વગેરેની સંમઝ કહિ। બાલક, રોગી, વૃદ્ધ, સગર્ભાઓને કંઇ ખાવાના પદાર્થોની છુટ આપવી તથા પ્રથમ જમવાની આજ્ઞા આપવી અથવા સર્વથી પેહેલુંને વેહેલું જમવું. ઘરના માલિક, તથા ગૃહ-ણીએ ઘરના સર્વની ચોકસ ખબર પુછી સર્વને આનંદ શાંતિ આપીને પછી જમવું.

## ભોજન વિધિ.

ભોજન પાત્રની ચારો તરફ ચોખંડુ મંડલ કરિ ગુરુ મંત્રથી અન્ન પ્રોક્ષણ કરિ ભૂમીપર ત્રણ બલી મૂકવા। ઓંમ ભૂપતયે નમઃ। ઓંમ ભુવન પતયેઃનમઃ ઓંમ ભૂતાનાં પતયે નમઃ। પછી જમણી હથેળીમાં જળ લેઈ। ઓંમ અમૃતોપઃતરણમસી સ્વાહા। બોલી પી જવું પછી પાંચ ગ્રાસ પ્રાણાત્માને આપવા.—

ઓંમ પ્રાણાય સ્વાહા। ઓંમ અપાનાય સ્વાહા। ઓંમ વ્યાનાય સ્વાહા। ઉદાનાય સ્વાહા। ઓંમ સમાનાય સ્વાહા। પછી યથા રુચી પથ્ય ભોજન કરિને જમણી હથેળીમાં જળ લેઇને ઓંમ અમૃતો-પિધાનમસિ સ્વાહા। બોલી પી જવું અને જળથી મુખ શુદ્ધિ કરી પરબ્રહ્મ ધ્યાન સ્મરણ કરવું. શાંતિઃ ૩.

## સાયં સંધ્યા.

આચમન, પ્રાણાયામ, સંકલ્પ. ઓંમ શિખાબંધન ભસ્મ, રુદ્રાક્ષ ધારણ. ઓંમ સાયં સંધ્યોપાસનમહં કરિષ્યે ।

માર્જન, અંબુપ્રાશન અઘમર્ષણ, અર્ઘ્ય પ્રદાન, ઉપસ્થાન, જપ, ધ્યાન, અભિવાદન । ઓંમ તચ્છદ બ્રહ્માર્પણમસ્તુ । સદગુરુ દેવ માતા પિતા વૃદ્ધો અને પતિને યથા યોગ્ય પગે લાગવું. ૧ સાયં સંધ્યા પૂર્વની પેઠે કરવી કેવલ સંકલ્પ માત્રજ ફેરવવો.

## સાયં હોમ.

આચમન, પ્રાણાયામ, સંકલ્પ. ઓંમ સાયં હોમ મહં કરિષ્યે । અગ્નિ સ્થાપન પ્રજ્વલન કરિ પુજન કરવું. ઓંમ અગ્નયે નમો નમઃ ચંદનં પુષ્પં સમર્પયામિ ઓંમ અગ્નયે નમો નમઃ નૈવેદ્યં સમર્પયામિ । આચમનીથી ઘીની પાંચ આહુતિ આપવી । ઓંમ પ્રાણાય સ્વાહા । ઓંમ અપાનાય સ્વાહા । ઓંમ વ્યાનાય સ્વાહા । ઓંમ ઉદાનાય સ્વાહા । ઓંમ સમાનાય સ્વાહા । અગ્નિના ચારે તરફ જલ ધારા કરવી અને ઘીવાળા કાચા ચોખાથી બે આહુતિ આપવી । ઓંમ અગ્નયે સ્વાહા । ઓંમ પ્રજાપતયે સ્વાહા । ઉભા થઇ પ્રાર્થના— ઓંમ અચ્યુતં શાશ્વતં નિષ્પ્રપંચાત્મકં નિર્ગુણં.

---

૧ ચોખા ન હોય તો યવ કે ડાંગર લેવાં.

નિષ્કલં નિર્મલં વ્યાપકં । નિષ્ક્રિયં સચ્ચિદાનંદ રુપં શિવં—નિર્દ્વંદ્વં કેવલં શુદ્ધ દેવં ભજે ॥ અગ્નિમાંથ ભસ્મ લલાટે ધારણ કરવી । ઓંમ તચ્છદ્ બ્રહ્માર્પણમસ્તુ

## શ્રી સદગુરુ દેવ ષોડષોપચાર પુજા.

ઓંમ સદગુરુ પરમાત્મને નમો નમઃ (વારંવાર બોલવું)

ધ્યાનં સમર્પયામિ આસનં સ૦ પાદ્યં સ૦ અર્ઘ્યં સ૦ આચમનીયં સ૦ સ્નાનં સ૦ વસ્ત્રોપ વસ્ત્રં યજ્ઞોપવીતં અલં-કારાન્ સ૦ ચંદનં સ૦ પુષ્પં સ૦ ધૂપં સ૦ દીપં સ૦ નૈવેદ્યં સ૦ ફલ તાંબુલ દક્ષણાં સ૦ મંગલાર્તિં સ૦ પ્રદક્ષિણાં સ૦ પ્રાર્થનાં સ૦ ઓંમ તત્સદ્ બ્રહ્માર્પણ મસ્તુ.



॥ શ્રી સનાતન વેદધર્મો વિજયતેતમામ ॥

## સમગ્ર વિચારો અને પ્રિય મિત્રને વંચાવો !

## સર્વને અતિ આવશ્યક સૂચના:—

# श्री ऋष्याश्रम.

ઠે. અમદાવાદ—નરોડા સ્ટેશન સમીપ.

સંસ્થાપક અને સંચાલક:—

**બ્રહ્મર્ષિ શ્રીહરેરામ શર્મા.**

હે ! ભારતવર્ષ નિવાસી પ્રિય બન્ધુઓ અને બ્હેનો ! આ સંસ્થા દ્વિજ બાળક વર્ગના કલ્યાણાર્થે સ્થાપન થઈ છે. તેમાં સમય ઉપયોગી જલાશય, નિવાસ મંદિર, અગ્નિહોત્રશાળા, પાઠશાળા, અતિથિશાળા, ધાર્મિક ગ્રંથો અને અન્નવસ્ત્ર પાત્રાદિક પદાર્થોનો ઉપયોગ અતિ જરૂરી છે. સપ્રેમ સર્વ પ્રકારે સેવા કરશો. ૧ રૂપિયો અથવા તેથી વધારે સેવા કરનારને આશ્રમના સેવકો પહોંચ આપશે. ભારતભૂમિના જીવનરૂપ પ્રાચીન વેદ વિદ્યાને ઉત્તેજન આપવું તે પ્રત્યેક ભારત પુત્રની પવીત્ર ફરજ છે. સર્વ દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિ વૈશ્ય) ને પોતાના યજ્ઞોપવિત દીધેલા દ્વિજ કુમારને પવિ વેદાધ્યયન માટે મોકલી આપવા સૂચના છે. અત્ર પ્રાચી વેદ પ્રમાણ અને સમયાનુસાર શાસ્ત્રમર્યાદા પ્રમાણે બ્રહ્મચર્ય પળાવી શિષ્યોને વેદ વેદાંગ અને વિવિધ શાસ્ત્ર કળા કૌશલ્યની શિક્ષા આપી જીવનના ઉચ્ચ પ્રદેશ તરફ દોરવામાં આવે છે. તથા ધર્મપૂર્વક સર્વોત્તમ જીવન પોષાય છે. બાળકોની નિત્ય જીવન રીતિ ઉપર સર્વ પ્રકારનું શ્રેષ્ઠ ધ્યાન અપાય છે. વિશેષ પ્રત્યક્ષ આવવાથી વા પત્રથી સંતોષ થશે

મળવા લખો—સદ્‌ગુરૂ દેવ બ્રહ્મર્ષિ.

ઠે. તળીઆની પોળ નં૦ ૨૨૦૪—અમદાવાદ.